# બાર વરસની સતી

—અને—

# સાઠ વરસનો પતી.



કીંમત ૦ ૧-૬

વંદેમાતરમ.



# બાર વરસની સતી



—અને—

# સાંઠ વરસનો પતી.



સંગ્રહ કરી છપાવનાર,

નાહનચંદ છગનલાલ શાહ,

તાસવાલા બીલ્ડીંગ સ્ટેશન—સુરત.

---

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

પ્રત ૫૦૦૦ આવૃતી ૧ લી.

---

સુરત, બરાનપુરી ભાગોળ, ભાજીવાળી
પોળમાં આવેલા શ્રી "અશોક વીજય"
પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ
હરકીશનદાસે છાપ્યું.

---

કીંમત ૦—૧—૦

## બાર વરસની સતી અને સાંઠ વરસનો પતી.

### ગાયન ૧ લું.

૧૦૯૮૭

રાગ—ક્યાં ગયોરે પેલો મોરલીવાળો
અમારા ઘુંઘટ ખોલીરે

બાપ તને પૈસાની આ શી લગની લંતર લાગીરે—ટેક
હાથ પાય બે તારા બે રોયા ગયા હતા શું ભાગીરે—બાપ
ગલત કોઢ નિકળ્યો શું અંગે હતો શું મુંગો અંધોરે
સુતા વેચવા જેવો હલકો કર્યો કેમ તેં ધંધોરે—બાપ
માડી તું પણ કાંઈ ન બોલી લાલચમાં લોભાણીરે
હવે શીદ આંખોમાંથી ટપકાવે છે પાણીરે—બાપ
જો કરવું તું આમ તો કાં નહી ઝેર દઇને મારીરે
હું જેવી ને કેમ બનાવી વૃદ્ધ પુરૂષની નારીરે—બાપ
થરથરતી જાંગે જણી કહાડી શું આવા ધન કાજેરે
ભલે માવડી તું એમાંથી પડી ખાટલે ખાજેરે—બાપ
હાય હવે આ દિવસ દોહલા કેમ કરી હું કહાડુંરે
તમે બેહુએ ભુંડું કર્યું મુજ દેહ જઇ ક્યાં પાડુંરે—બાપ
દુષ્ટ તમારા સરખું મેં તો અવર કૃત્ય નહિ દીઠુંરે
છાતીમાં કાતી રાખીને પિર શું મુખથી મીઠુંરે—બાપ
કુપ ઉતારી વાઢયું વ્રત મુજ કેમ જશે જન્મારોરે
હું ધારૂં છું બાપલિયા તુજ નથી નરકમાં આરોરે—બાપ

## આચન ૨ જું—લાવણી.

રાગ—( ગોરી ચલી સાસરે ફીરકિ કણુઅના )

ઓ બાપ હવે તું બાપજ મ્હારો શાનો
હું તને માનતી હતી બધાથી દાનો
તેં મ્હારૂં સત્યાનાસ અરેરે વાળ્યું
તેં ત્હારા મતલબ કાજ બ્હોતરૂં બાળ્યું
હું તું જેઆને ભુવન હાય જન્મી કાં
જન્મી તો જોવા દુઃખ આમ જીવી કાં
મેં તારા ઘરનું નહિ બહુ ખાધું પીધું
તેં કયા કાળનું વેર બાપ આ લીધું
મુજ વર્ષ દોઢ તો ગયું માત ધાવણમાં
હું હતીજ ક્યારે ભારે તારા ઋણમાં
શું થયું તેને નુકશાન કહેની હું થી
બે અઢી વર્ષ મેં ચાલ્યા ભાણા ચુંથી
મેં વર્ષ ચાર તો આ રીતેજ વિતાડયા
બાકીના ઘરનું કરી વૈતરૂં કહાડયા
હું ન્હાના ન્હાના કામ પ્રથમ કરતીતી
માથે ગટકુડા ધરી ભાજી ભરતીતી
ત્રણ ચાર વર્ષ તો છાણ મેળવી છાણા
થાપી કીધાં તૈયાર ગાઉં શા ગાણા
એક વર્ષે ઘાઘરી બેજ કું ચલી પણ બે,

બે કમખી સાદી માત્ર મને આપી તેં
તુમ ઘેર ટુકડા દાળા હું ખાતીતી
કજીઓ ફતવો કરતાં પણ બહુ બ્હીતીતી
હું ત્હારા ઘરમાં જેમ ગ્ડોગ્રી થાતી ગઇ
એકાકુ મ્હારી માત તેમ થાતી ગઇ
જન્મ બળી જાય છે ગુડા ગાડું દેખી
મુજ માની ચલગત એવી તેં તો પેખી
મ્હારાથી ચાકર પેટભરો પણ સારો
એને પણ આવે ઘડી બેસવા વારો
હું ગમે તેમ તો બાળકડી કહેવાઉં
મુજ ગજું કેટલું ક્યાંક ચુકી પણ જાઉં
મુજ વાંક જરા જો જાણી જાય જનેતા;
વાગે તો મ્હારા બાર, લજાઉં કહેતાં !
હે કોણી વાવરી કરતાં ગાળો નરવી
અથવાં તો મારી માર ધ્રુજાવે ધરતી
મુજ માત તણી ફરિયાદ બાપ તુજ પાસે
કયમ થાય કહે મુજ થકી ? હૃદય પણ ત્રાસે
વળી એ કરતાં તું નથી વધારે રૂડો
મેં તારા જેવો કોઇ ન દીઠો કુડો
હજી દયા રાખતી હતી જરા જણનારી
પણ બાપલીયા તેં મને જીવતી મારી
તેં મને બતાવી અનેકને લલચાવ્યા

તેં લઈ પોળીઆ પેટીમાં પધરાવ્યા
તેં બા બા કહી મુંજ ઠીક કાટલું કાઢ્યું
તેં તારી મેળે નાક હુય તુંજ વાઢ્યું
તેં પઈસા માટે શીદ ઉડાવ્યો વધરો
તેં ગોતી કહાડ્યો આવો ક્યાંથી ઢગરો
તું ખોટા કર આ એહ ઢોંગ છોડી દે
તું અગ્નિ કે જલ સાથ ગાંને જોડી દે
આ મેં પણ હીંદુ કોમ પુંત્રીને પાણો
માને તેથી તું લાલચમાં લેભાણો
છે ધન્ય છાતી તુજ અને ધન્ય તુજ હીંમત
તુજને અબળાના હૃદય તણી શી કીંમત.
મુજ માતાના છે દોષ અલ્પ તુજ આગળ
તેં તો મ્હારૂં બસ કહાડી નાખ્યું કાસળ
દર વર્ષ રૂપીઆ ત્રીશ હશે મે ખાધા
એમાં પણ ઉડતા હતા વખત પર વાંધા
દશ વર્ષ લગી તેં ત્રણસો ચાર કે દીયા
તે બદલે દશ હજાર દુધ તે લીધા
મન ન્હોતું માનતું વીક્રયમાં મુજ માનું
તેં એનું ફેરવ્યું ફંદ રચીને પાનું
જો કે હું ઘરનું કોમ બધું કરતીતી
નહી ખમાય એવો ઠપકો સાંભળતીતી
તે છતાં ઉરે મુજ ગુન્હો કહે શું પેમે

તું આમ દારિદ્રયનું રૂપ લઇ કાં બેઠો
આ તાલ રૂપૈયા કહી એ રહેશે
તું યાદ રાખજે દંડ દઇવડો દેશે
જે ચક્રવૃદ્ધીનું વ્યાજ હશે ખાનારો
તું તે કરતાં પણ સોળગણો ગોઝારો
વય તારૂં વર્ષ અઢાર તણું કદી હોય
તુજને પરણાવે ડોશી સાઠની કોય
ઓ બાપ તને એ કેવું વસમું લાગે
હું જાણું એમ જરૂર મ્હોત તું માગે
કાં જવાબ દેતો નથી ભેંસના ભાઈ
કયમ મ્હોડું તારૂં ગયું સાવ શીવાઈ
તુંજ સમા દેશમાં જન્મ્યા જયારથી પાપી
દુરદશા ત્યાંથી વણિક ઘેરઘેર–વ્યાપી
હું હવે સાસરે ફરી કદી નહી જાઉં
પ્રભુ સોગન તારી પાસ આજ હું ખાઉં
હું શુકલતીર્થમાં જઇશ ભભુતી ચોળી
હું કાંધે વળગાડીશ ભેખની ઝોળી
હું રામનામની લઈશ હાથમાં માળા
હું ગાઈશ ગોવીન્દગાન હમેશ રસાળા
તેં દુષ્ટ પીતા આ લોક બગાડયો મારો
પરલોક તનો લઈ લ હવે સધીયારો
હું બેઉ પક્ષને લવ નહીં એબ લગાડું

હું તુજ પેઠે ભૂ સ્વર્ગે નહીજ ભગાડું
નથી પ્રણામ કરવા યોગ્ય તોય કરૂં છું
હું નથી દીકરી તારી દેવી હું છું
જા શાપ નથી હું તુજને મુખથી દેતિ
એમ કઠણુ શબ્દ પણ તુંજને નથી કહેતિ
મુંજ વાકય આટલું સુણી સુખેથી જાઓ
તુંજ સમા પુત્રીના પીતા કદી ના થાઓ
મુજ માને મ્હારૂં પગેલાગણું કહેજે
સુત શ્યામ તણો આ સંદેશો જઈ દેજો

---

## ગાયન ૩ જું.

---

( ચિંતા મુકી બાપુ ચડો—એ રાહ )

પુછે જોશીને ચોઅડીયું શાને નામનું રે
શાને નામનું રે (૨) પુછે.
જમાઇના ઘર કેરૂ નાણું
ભરી કોથળી ઘરમાં આણ્યું
ચોઘડીયું આ દીકરીનું કે દામનું રે પુછે
ઘરમાં સુણ લાડકડી કહેશે

પણ જ્યાં નાથ નીરખવા બેસે
મુખ ભાળે ત્યાં સાઠ વરસના શ્યામનુ રે પુછે
શ્યામ વાળ બાળાને શીરે
ધણીને ધોળા સર્વ શરીરે
વજન વધારે કસાઇથી આ કામનુ રે પુછે
સહીયર આવી વચન સુણાવે
કહી મર્મમાં આલી અકળાવે
સખી મળ્યું આ જોડું તે કયા ગામનુ રે પુછે

---

## ગાયન ૪ થું.

ગઝલ

સુતાનું નામ દીવાળી પરંતુ ખડકી હોળી
બીચારી બાળીને સાઠનાની સોંપી ડોળી
વજન એ બાપડીનું આશરે મણ એક હતું
રૂપૈયા આઠ મણ તેના લઇને કીધુ મતું
કહેવો બાપ આને અથવા શું કહેવો કસાઇ
અમે તો એથી વધતી જોઇ આમાં બેવફાઇ

૬

કશાઈઓ તો કરે છે રક્ષણ નીજના બાળકોનું.
શીખાવી આ તો મારે કામ આમા કુરર કોનું
મહાને જ્યારે ખુબ મીંઢાળ મા ને બાપ બાંધે.
સુખાના હીતનો ત્યારે યોગ બીજો કોણ સાંધે;
લઇને દીકરીના પૈસા કે જે હાથ મુછે
પરન્તુ ન્યાતીલાનું પંચ તેને કાંઇ ના પુછે
પરેણો હરખો આવ્યો તો કહે આવો ભાઈ હરખા
બીચ રો હરખો આપે ઉત્તર આપણુ બેય સરખા
વદે છે શ્યામ સુત દુર્લભ પુરૂષો જ્યા છે આવા.
કહો ત્યાં કયમ ન ચાલે દુર્જનોના કાવાદાવા

---

## ગાયન ૫ મું.

---

### રાગ–સવૈયા એકત્રીશા

જે વઇશ્યોના ગુહસ્થાશ્રમથી શોભીતો છે આ સંસાર
જે વઇશ્યોના ઉદ્યમથી ચાલે છે સઘળો વ્યવહાર.
શોહ અકબર તો બાદશાહના નામે જે વ્યક્તી ઓળખાય
તે વ્યકથીના હાથ વંશજો હવે ત્રીજું ખાય

જે વઇશ્યોની ખીરધારથી ચાલે અન્ય તણો ઉદયોગ
જે વઇશ્યોના દયા દાનથી મળે વીપ્રને ઉત્તમ યોગ
જે વઇશ્યો નીજ ધર્મ કર્મથી સર્વ સ્થળે ઉજજવલ દેખાય
તે વઇશ્યોના વંશજ કરથી હાય હવે કન્યા વેચાય
વસવાયા પણ જે વઇશ્યોના આશ્રમથી ચલવે ગુજરાન
ચાર વર્ણમાં ચતુર તણું શુભ મળી ગયું છે જેને માન
જે વઇશ્યોની સ્નેહ દ્રષ્ટીથી અબળ સબળ સર્વે પોસાય
તે વઇશ્યોના હાય વંશજો અન્ન સુતાના ધનનું ખાય
હોય ઓશરાગત તેનું જે બંધાવી આપે ઘરબાર
શરણે આવેલાને દેજે ધીરજ હીંમત વારંવાર
ગમે તેમ આફ્ત આવે પણ ભીખ માંગવા જે નહી જાય
તેવા ટેકીલાના વંશજ હામ દીકરી કેરા ખાય
દેશ અગર પરદેશ તણો નવ વણીક વગર ચાલે વ્યાપાર
વણીક વગર નહી થાય કોઇથી કાર્યભાર નૃપનો શ્રીકાર
વણીક વગરનું ગામ હોય જે તેહ ગામમાં નહીં ગણાય
આવા વઇસ્ય તણા સન્તાનો હાય પુત્રીના પૈસા ખાય
મુંગા જાનવરોની વ્હારે જે વઇસ્યો વેગે ધસનાર
પારેવા જેવા પક્ષીને જે વઇસ્યો છે ચણ દેનાર
જે વઇસ્યોથી દુઃખ પરાયું અલ્પ સમય પણ નહી જોવાય
તેના વંશજના [illegible] કન્યાને પૈસે ખરડાય

## ગાયન ૬ ઠું.

---

### માલીની

હરહર શીવ આ તે કેટલું નીચ કર્મ
નયન થકી ન દીઠો કોઈ આવો અધર્મ
હૃદય સ્થીર રહે ના ધૈર્ય તો જાય છુટી
સરલ સુખ સુતાનું લે પીતા માત લુટી
અરર રૂધીર જે છે પુત્રીનું પી જનારા
જરૂર નરકગામી દુષ્ટ તે તો થનારા
પશુ થકી હલકા આ વર્યનાયન શા વીચારો
થરર થરર કંપું જોઈ આવા પ્રકારો

---

## ગાયન ૭ મું.

---

### સવૈયા

કન્યાવીક્રય કહેર કરે છે બેત ... ઔર હીંદુસ્તાન
બાપ પીતાનું ક્યી શુદ્ધામા ... જો ફી'ક

અમે આર્ય આચાર વીચારે નહી અમ સમ કો હીં૦
એમ કહે પણ પાપપંકમાં મારે ડુબકો હીં૦
આ તે તારી પ્રજા તણું છે કેવું વર્તન હીં૦
સ્વાર્થ છરી કર ગ્રહી સુતાનું કાપે ગર્દન હિં૦
ધર્મ ગયો કે સત્ય ગયું વા દયા ગઈ એ હીં૦
કયા કારણે પશુથી વૃત્તી નીચ થઇ એ હીં૦
પશુ પણ પોતાના બચ્ચાંની પરવા રાખે હીં૦
પણ ધનલોભી તનુજા કંઠે ફાંસો નાંખે હીં૦
દ્રવ્ય દઇને વસ્તુ લેવી તે તો ક્રય છે હીં૦
દ્રવ્ય લઇને વસ્તુ દેવી તે વીક્રય છે હીં૦
કન્યા વસ્તુ સમજી જે વેચે નર એ હીં૦
તે પામર નર નર નહી પણ છે ખરેજ ખર એ હીં૦
જે દુઃખમાં વ્હારે ચઢનારા તે સુખ લુટે હીં૦
તેવાનું સુખ દઇવ કહો પછી કેમ ન ઝુંટે હીં૦
અમૃતનો પ્યાલો પાનારો ઝેર પાય જો હીં૦
આ ભવમાં પેલા ભવમાં કયમ સુખી થાય તો હીં૦
ફરી ફજેતો ભરતભુપનો બાગ બગાડે હીં૦
શાન્ત સ્થીતીના ઘરમાં પેશી આગ લગાડે હીં૦
ફુલ હોય ત્યાં કાંટા [illegible] કઠોરતા શી હીં૦
અસહ્ય જુલમ આ [illegible] કયમ જાય ન ત્રાસી હીં૦

ફરક ગણ્યે નહી કામ હું સમાં મતલબ માટે હી૦
વર કન્યાના ફરે હલાલો વાટે ઘાટે હી૦
ધનને અર્થે સારૂં નરસું જુએ ન અંધા હી૦
નહી કરવાના કરવા માંડયા કેવા ધંધા હી૦
નાગર-બાગની કોયલડીને વનમાં ફેંકે હી૦
ચાર દીવસનું ચટકું જાણી ચાલે લ્હેકે હી૦
મીઠા જલની માછલડી જ્યાં સુકાય દરીએ હી૦
ઇચ્છા-વરના તત્ત્વ તણી ત્યાં વાત શું કરીએ હી૦
સાચી મુક્તા-માળ ખરીદે ધન દઈ વનચર હી૦
ખરા ઝવેરી રહે રખડતા એ શું હર હર હી૦
વરને બદલે જરની જોડે લગ્ન કરે શું હી૦
અલંકાર કે વળ કુળ માટે મોહી મરે શું હી૦
ઘટતું છોડીને અણઘટતું કરવા માંડયું હી૦
સ્વાર્થ જેટલું સ્વીકારીને સાચું છાંડયું હી૦
જોવા જોઇએ વય વીદ્યા બળ નહી જુએ તે હી૦
પાછળથી પુત્રીદુઃખ દેખી હાથ રૂએ છે હી૦
એ આંસુના ટીપાં તું ગણ લોહી બરાબર હી૦
દુઃખના ઝાંડા એથી ઉગ્યા તારી ઉપર હી૦
અણગમતી વસ્તુને ગમતી બ[illegible] હી૦

કરવા બેસે પણ નહી તેનો ભેદ વીચારે હીં૦
આમોલનું તો ઘટેજ કરવું વીશેષ સારૂં હીં૦
એ સુત્રને છોડી દઇને કરે નઠારૂં હીં૦
જે જન નીજ સન્તાનો કેરૂં કરે ન મંગલ હીં૦
તે બીજાનું શું કરવાના ભલું એક પલ હીં૦
અમે દુઃખી ને અમે દરીદ્રી એમ વદે મુખ હીં૦
પાપકર્મ પણ તજે ન મનથી થાય કેમ સુખ હીં૦
બંટી વાવી ઘઉંની આશા કેમ રાખીએ હીં૦
જેવી કૃતી ફળ તેવું જગમા જરૂર ચાખીએ હીં૦
નથી અન્યાયી પક્ષપાતી નથી જગનો સ્વામી હીં૦
જલમા સ્થલમાં રમી રહયો છે અંતર્યામી હીં૦
સકલ સૃષ્ટીના દષ્ટાથી તું શું સંતાડે હીં૦
બગાડવા બીજાનું જાતાં તારૂં બગાડે હીં૦
લોક વાયકાના કરતાં તું વધું પ્રભુ ભય ધર હીં૦
ફરી નીહાળીશ તો તું દ્રગથી તુજ દીન સુખકર હીં૦
જે નર ખર પુત્રીના ધનથી મઝા ઉડાવે હીં૦
તે લુચ્ચો પછી કેમ ન પરનો માલ પચાવે હીં૦
મરદ મુંછાળો બળદ પુછાળો શું પદ દઇએ હીં૦
ચોળી ચુડી પહેરાવ્યુર શું એને કહીએ હીં૦

એના કરતાં રાંડીકુંડી ઘનીણુ સારી હીં૦
મુણી રેંટીએ પેટ પોતીકું હા ભરનારી હીં૦
કન્યા વરને યોગ્ય થાય ત્યાં વરજી ભસાણે હીં૦
જઇ ન્હોંચે એ ભેદ જુલમનો કોઇક જાણે હીં૦
જાણી જોઇ વીધવાઓને હાય વધારે હીં૦
બાલકની હત્યાને લીધે નીજ સુખ હારે હીં૦
કેર કહું કન્યાવીક્રયનો કેવી રીતે હીં૦
કેર ઘણા ને સબ્દો થોડા ચડે ન ચીત્તે હીં૦

---

## ગાયન ૮ મું.

---

### ગઝલ

અમેં તો વાણીઆ બ્રાહ્મણ અમે ઉંચા બધાથી
કહીને એમ મારે દીકરીને ગુપ્ત ઘાથી    અમે
વરસ દશ બારનીને સાઠનાની કોટે બાંધે
હરખ દેખાડવા તેનો પંછી કંસાર રાંધે    અમે
વટાવી લાવ્યો હુંડી હોય જાણે ગાંઠે બેઠી
ફરે બહુ એ પ્રમાણે ફુલને    ૧. ગેલી    અમે

સુતાને વેચવાથી હાથમાં જે થેલી આવે
દુકાનો માંડીને તેના વડે ધંધો ચલાવે અમે
કદ ગો પયસો તેથી વીસ દેખે અથવા ચુકે
પછી સંભારી છેવટ બાપ નામે પોક મુકે અમે
ઘણા ઉદયોગ વગર વેર ભેડા જાય આવી
અગર એવો જનોનું ખાય છે દુન્યા ફસાવી અમે
વસે જયાં લોભી લોકો ધુર્ત ત્યાં ભુખે મરે ના
વીધાતાના ખરેખર બોલ એ ખોટા ઠરે ના અમે
રૂંવાડું મીંદડીનું જેવું તેવું ધન સુતાનું
કહે સો જ્ઞાન એવું કોકને તો પણ થવાનું અમે
સુતાને વેચનારા વાણીઆ ને વીપ્ર કેવા
અમે નહી માનનારા એમને અતી શુદ્ર જેવા અમે
નથી રાજી થતાં ચાંડાલ 'ધી'નું ધન લઇને
ખુશી એ થાય છે થોડું ઘણું સામું દઇને અમે
વદે છે શ્યામ સુત દુર્લભ વચન આ નહી વીસરજો
સુતાના દામખાયાને અડો તો સ્નાન કરજો અમે

